[ગાંડીવ બાલોદ્યાનમાળા] (૨)
પુષ્પ : : અગિયારમું

# ખરેખરી વાતો

કહેનાર
નટવરલાલ વીમાવાળા




પ્રગટકતા-
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦-કેળાંપીઠ,
સુરત

**વ્હાલાં બાલુડાં—**

હવે તો તમે વાંદરાંને નામે ઓળખાતાં થયાં છો. એ નામ કોઈ તમને કહે તો પહેલાં તમે ખિજાતાં. પણ હવે એ નામ વડે ઓળખાતાં તમને હરખ થાય છે.

તમને તમારૂં વાંદરાપણું સાચવવામાં ઉત્સાહ આપે અને રસ્તો સૂઝાડે, એવી આ ખરેખરી વાતો તમારે ચરણે રજુ કરૂં છું. તમને એ ભાવશે જ એવી મારી ખાતરી છે.

તમને આ વાતો ભાવે તો મને લખજો. તમારે માટે બીજી એવીજ ખરેખરી વાતો ગમે ત્યાંથી પણ ખોળી લાવીશ.

તમારો દોસ્ત

**નટવર**

# ખોટી ખોટી વાતો

આ ખરેખરી વાતો તમને ગમીજ હશે. થોડો સ્વાદ 'ખોટી ખોટી વાતો'નો પણ કાઢવો જોઇએ. એમાંની 'મેર મૂરખ'ની વાત વાંચીને તમને ખૂબજ હસવું આવશે. બિલાડ કુમારી અને જમ-દેવ વાંચવાથી પણ તમે રીઝાશો. તમારા બાપુને ખોટી ખોટી વાતો લાવી આપવા કહેજો. કિંમત ચાર જ આના છે. બધા બુકસેલરો વેચે છે.

---

**આખો**

**સેટ**

**જ**

**મંગાવજોને!**

---

## ૧: હિમ્મતે મર્દા

એક સિપાઈદાદા હતા. લશ્કરી સિપાઇ, હોં! હિંદી સરકારના લશ્કરમાં નોકરી કરે.

એક વાર એની ટુકડી મદ્રાસમાં આવી. થોડા દહાડા ત્યાં રહી. એક દહાડો કવાયતનો વખત હતો. એ ભાઈ હાજર નહિ. કોણ જાણે ક્યાં ભટકતા હશે! હવે લશ્કરી કાયદા તો ઘણા સખત હોય. સિપાઈને તો ઠરાવેલે વખતે ઠરાવેલે ઠેકાણે હાજર રહેવું જ પડે. ન રહે તો સખત સજા થાય. આ રીતે આ ભાઇને પણ સજા થઈ. આઠ દહાડા એક ઓરડામાં એકલા ગોંધાઈ રહેવાનું. ભાઈ કોટડીમાં પૂરાયા.

એક દહાડો રાત પડેલી. પેલા ભાઈ પડેલા. જેવી તેવી પથારી પર સૂતેલા. અંધારૂ થઈ ગયેલું. એવામાં કંઈ સરસર અવાજ સાંભળ્યો. એ શું હશે? કોણ

જાણે ? એને યાદ આવ્યું કે ભીંતમાંનું જમીનસરસું બાકું બંધ કરવાનું રહી ગયું છે. રોજ એ બંધ કરે. આજે જ રહી ગયેલું. એને વહેમ ગયો કે વખતે સાપ કે કંઇ એવું જ જાનવર અંદર આવ્યું. પણ હવે શું ? અંધારૂ ઘોર. બાકું બંધ પણ કેવી રીતે કરવું ? એટલે પોતે શાંત પડી રહ્યો.

એવામાં સરસર અવાજ પાસે જ સંભળાયો. પછી એના ખુલ્લા પગને સાપની ઠંડી ચામડી અડતી લાગી. બીજો કોઈ હોય તો કૂદી ઉઠે. બરાડી ઉઠે. પણ આણે એવું ન કર્યું. કર્યું હોત તો મરી જ જાત. સાપ ડંખી જાત. ચીસ કોઇ સાંભળે તેમ નહોતું. ચોકીયાત ઘણે દૂર હતો.

એ તો શાંત ને તદ્દન મુગો પડી રહ્યો. ન હાલે, ન ચાલે. જાણે મુડદું જ ન હોય !

એટલે તો સાપ એના ડીલ પર ચઢ્યો. ઓ બાપ રે ! કેવડો મોટો....કેવડો લાંબો....કેટલો જાડો ! પણ પેલા ભાઈ તો તદ્દન શાંત—તદ્દન મુગા—આંખ મીંચીને પડી રહ્યા. જાણે શ્વાસ પણ ન લે. જરા ય હાલેચાલે નહિ.

સાપ તો એના ડીલ પરથી પેટ પર, છાતી પર, છેવટે મ્હોં પર પણ ફરી વળ્યો.

કેવી ભયંકર સ્થિતિ ! કેટલી જબ્બરી હિંમત !

એ જરાક હાલતે તો મરી જવાનું નક્કી હતું. જરા બોલતે તો ત્યાં જ ખલાસ થવાનું હતું. પણ એ સિપાઈ દાદો ! મહા શાંત ! જેમનો તેમ પડી રહ્યો.

લગભગ એક કલાક સુધી એ ભયંકર સાપે એના શરીર પર ફર્યા કીધું—અહિંથી તહિંથી ને તહિંથી અહિં !

પછી એ નીચે ઉતર્યો ને સિપાઈના માથા પાસે જઇને બેઠો. સૂતો. જાણે શાંતિથી આરામ લેવા પડ્યો.

આખી રાત સિપાઈ દાદો એમ ને એમ પડી રહ્યો ! જરા હાલે નહિ, જરા ખસે નહિ, જાણે સાસ પણ લે નહિ ! સહેજ હાલે ચાલે ને પેલા સાપને ડીલ લાગી પડે, તો ખલાસ !

સ્હવાર પડી. અજવાળાં થયાં. પેલાએ આંખ ઉઘાડી. આમ તેમ નજર કરી. સાપ ન દેખાયો. ઉભો થયો. કોટડીને નાકે ગયો. ત્યાં એક સારો મજબૂત પથરો પડેલો. એણે તે લીધો. ને પછી સાપને માટે તપાસ કરવા માંડી. સાપ ક્યાંય ન જણાયો. એને લાગ્યું કે મારા ઉશિકા તળે હશે. એ ધીમે ધીમે તે બાજુ ગયો. ખૂબ જોરથી પગ ઉશિકા પર દબાવ્યો. સાપે તરત ડોકું બહાર કાઢ્યું. પણ એથી વધારે શરીર બહાર ન નીકળ્યું. સિપાઈએ પત્થર વડે એનું માથું ચગદી કચડી નાંખ્યું. સાપ મરી ગયો.

બપોર થઈ. જમવાનું આપવા ચોકીયાત આવ્યો. બારણું ઉઘાડયું. સિપાઈએ પેલો સાપ બહાર ફેંકી દીધો. એક અમલદાર ત્યાં ફરતો હતો. તેણે એ જોયો. અંદર આવીને પૂછ્યું: આ આહિં ક્યાંથી આવ્યો?

સિપાઈએ જવાબમાં આખી વાત માંડીને કહી.

પેલો પૂછે: પણ અલ્યા, આટલી બધી શાંતિ તેં કેવી રીતે જાળવી? મોત તો તારી સામે જ ઉભું હતું!

હા, પણ તેથી જ જાળવી. મેં સાંભળેલું કે સાપ પોતે થઈને કદિ કોઈને કરડતો નથી. કોઈ છેડછાડ કરે કે કનડે તો જ ડંખ દે છે. એટલે હું એને છેડયો જ નહિ. ફરે તેમ ફરવા દીધો.

વાત ઠેઠ પહોંચી. ટુકડીના મુખ્ય અમલદારને કાને ગઇ. એણે પેલો મરેલો સાપ પણ જોયો. કેદી સિપાઇની અજાયબ શાંતિની વાત સાંભળી. એ એટલો રાજી થયો કે એની સજા માફ કરી દીધી.

આઠ દશ વરસ પર ગાંધીજીના શરીર પર પણ સાપ એવી રીતે ફરી ગયેલો. ગાંધીજી શાંત બેસી રહેલા. સાપે કંઇ ન કર્યું. જતો રહ્યો. પણ એવી મોતજીવતની ઘડીએ શાંતિ જાળવવી કંઈ સહેલ છે?



## ૨: ગુસ્સાની સજા

આ વાત ખરી છે. કોઈને ગપ્પું લાગશે, પણ તેમ નથી.

પેરીસની નજીકમાં એક ગામડું. ત્યાં એક લશ્કરી અમલદાર રહે. એની નોકરી પૂરી થયેલી. ઘરડાપો આવેલો. હવે આરામ જ લેતો હતો.

એનો ઓધ્ધો મોટો હતો. પાસે પૈસા પણ પુષ્કળ. પોતે પ્રમાણિક, ભલો અને બહાદુર પણ ખરો. પણ એનામાં બે ખોડ. એક તો લોભીયાપણું અને બીજું તીખાપણું. વાત વાતમાં છેડાઈ પડે. વાત વાતમાં લઢી પડે. કોઈ વાર મારી પણ બેસે. નજીવી વાતમાં મોટી લઢવાડ ઝમાવે. પાછળથી એને પસ્તાવો થાય ખરો, પણ બીજે દહાડે તેવું ને તેવું.

એની વહુ બહુ ભલી ને ડાહી. સ્વભાવે બહુ જ રાંક. પણ પેલા ભાઇ તો વાત વાતમાં ગુસ્સે થઈ જાય. તેનો ઉપાય શું? એ બિચારી એકલી એકલી ઓરડામાં ભરાઈને રડયાં કરે.

પેલા ભાઈ એને ઘણું સતાવે. નજીવી બાબતમાં વઢે. પાછળથી પોતાની ભૂલ જણાય તો માફી માંગી લે. પણ બીજે દહાડે જેવા ને તેવા.

વહુને બ્હીક એ હતી કે આમ ને આમ એ

કોઈ દહાડો મને મારી પાડશે. કેમકે દહાડે દહાડે એનો સ્વભાવ બગડતો જાય. એક દહાડો જબરૂં તોફાન થયું. કેટલાક પરોણા બેઠેલા. એક ખાસ દોસ્ત પણ હતો. એ વેળા એક નજીવી બાબત પર પેલો ચડભડી પડ્યો, ખૂબ બખાળા કાઢ્યા ને પછી પોતાના ઓરડામાં નાસી ગયો; ત્યાં ભરાઈ બેઠો.

પેલો દોસ્ત ત્યાં ગયો. બેઠો. પછી ઠંડે પેટે વાત કાઢી. પેલાને સખત ઠપકો દીધોઃ આ તે રીતની વાત છે? આવું તે હોય? આવડી નજીવી બાબત પર આવો ચડભડાટ! વાતમાં માલ નહિ, ને આટલો ગુસ્સો? એમ ઘણું કહ્યું.

પેલા ભાઈ કહેઃ દોસ્ત, તું કહે છે એ ખરૂં છે. મારો સ્વભાવ ખોટો છે. મારી ભૂલ હું કબુલ કરૂં છું. હું સુધરવા ઈચ્છું છું પણ સુધરાતુંજ નથી. મે બહુ વિચાર કર્યો, પણ રસ્તો નથી જડતો. મારો સ્વભાવ બદલાતો નથી. પાછળથી પસ્તાઉં છું. તોયે જેવો ને તેવો થઈ રહું છું.

દોસ્ત કહેઃ અરેરે, કેટલું ખરાબ! કંઈક રસ્તો કરવો જોઇએ.

હા. ને તે હું કરીશજ.

એમ કહી અમલદારે ઓરડામાં આંટા મારવા

માંડ્યા. કંઈ કંઈ વિચાર કરે, ચાલતો અટકી જાય, વળી ચાલે, વળી હોઠ બીડે, એમ કર્યા કરે. જાણે એના મનમાં મોટું તોફાન ચાલતું હોયને, તેમ.

આખરે એ એકદમ ઉભો રહ્યો. ગજવામાંથી ચાવી કાઢી. પાસે પડેલી ત્રિજોરી ઉઘાડી. ને અંદરથી એક હજાર રૂપિયા (તે દેશના સિક્કા)ની નોટ કાઢી. પેલો દોસ્ત તો જોયાજ કરે. એને કંઈ સમજાય નહિ.

પેલાએ એ નોટની ઘડી વાળી, ને પછી તેનો એક છેડો સળગાવ્યો ને જમીન પર મૂકી દીધો. ઠંડે પેટે એક હજાર રૂપિયાની નોટને બળતી જોયાં કરી!

ખલાસ, ગયા હજાર રૂપિયા!

પેલો દોસ્ત તો ગભરાઇજ ગયોઃ આ માણસ, જે કંજુસનો કાકો ગણાય છે, તે હજાર રૂપિયા બાળી નાંખે! કેમ બને? તેણે તરત દોડી જઈ એનો હાથ પકડયો ને બોલ્યોઃ આ શું, આ શું?

અમલદાર કહેઃ કંઈ નહિ, તમે તમારે જોયા કરો.

પણ તમે ગાંડા થયા છો?

ના, આ તો મેં મને પોતાને સજા કરી. ને આજથી હું સોગંદ લઉં છું કે હું હંમેશ આવી સજા ખમતો રહીશ. જ્યારે જ્યારે હું ગુસ્સામાં આવીશ, લઢી પડીશ, ત્યારે હું મને પોતાને આવી સજા કરીશ, ને

પૈસા ગુમાવીશ. એજ મારો સુધરવાનો રસ્તો. બીજો ઉપાય નથી.

પેલો મિત્ર અજાયબી પામ્યો. પણ બોલ્યોઃ હા, વાત ખરી છે. રસ્તો સાચો છે. તમને ધન્યવાદ ઘટે છે.

ને એ રસ્તો પેલાએ ખરેખર લીધો. તે દિવસથી એ 'કંજુસના કાકા'એ પોતાના ગુસ્સા માટે સજા ખમવા માંડી. જ્યારે જ્યારે પોતાનાથી ખોટી ધમાધમ થઈ જાય, ત્યારે પાછળથી બેસે, વિચાર કરે ને પોતાને સજા કરે. ત્રિજોરી ઉઘાડે, અંદરથી એક નોટ કાઢે ને બાળી નાંખે. જેવો ગુન્હો તેવી સજા. પચાસ રૂપિયા, સો રૂપિયા, બસો રૂપિયા, હજાર રૂપિયા.

પણ એ થોડોજ વખત ચાલ્યું. થોડા વખતમાં તો એની કુટેવ છૂટી ગઇ. ને સાથે સાથે એની કંજુસાઈ પણ ગઈ. એનો સ્વભાવ શાંત થયો–ઉદાર પણ થયો. અને જેમ પોતે નાણાંનો નાશ કરતો હતો તેમ એ જાહેર દાનમાં પણ છૂટથી મદદ આપવા લાગ્યો !

દરેક જણ આવી રીતે પોતાના વાંક માટે પોતાને સજા કરતું હોય, તો ?



# સાચ્ચો સિપાઇ

સ્કૉટલાંડ દેશની વાત છે.

એક લશ્કરી ટુકડી ગ્લાસગો શહેરમાં રહે. સિપાઈઓ નવા હતા. ટુકડી નવી ઉભી કરેલી. તેમાં કંઈ ગરબડ થઈ. કેટલાક સિપાઈએ તોફાન કર્યું. અમલદારોની સામા થયા. પાછળથી તોફાન શાંત થયું. સિપાઈઓને સજા કરવાનું નક્કી થયું. તેમાં મુખ્ય ચાર હતા. તે કહેઃ બીજા બધાને છોડી દો. અમને ફાવે તે સજા કરો.

વડા અમલદારે કબુલ કર્યું. અને એ ચારને લઇને એડીનબરોના કિલ્લા તરફ કૂચ શરૂ કરી. ત્યાં લશ્કરી અદાલત બેસે. તેના સમક્ષ તેમને રજુ કરવાના હતા. સજા મોતની થશે એ તો નક્કી જ હતું. લશ્કરી કાયદા કડક બહુ હોય. નાના નાના ગુન્હા માટે પણ સજા મોતની હોય. ને આ તો મોટો ગુન્હો ગણાય.

ચાર ગુન્હેગાર ને પાંચમો અમલદાર. ચાલ્યા ચાલ્યા જાય છે. એવામાં ચારમાંના એકને કંઈ યાદ આવ્યું. તે કહેઃ સાહેબ, એક વાત કહું. મારે ગ્લાસગો જવું છે. ત્યાં કામ છે. એક દોસ્તને ખાસ મળવું છે. મળ્યા વિના છુટકો જ નથી. મરવાનું મને દુઃખ નથી. પણ દોસ્તને મળ્યા વિના મરીશ તો તે દોસ્ત નકામો દુઃખી થશે. એવું ખાસ કામ છે. આપ મને રજા આપો. હું પાછો

ફરૂં, તેને મળું અને ચોક્કસ વખતે એડીનબરો આગળ પાછો હાજર થઈ જાઉં. હું નક્કી જ હાજર થઈશ. એમાં ફેર નહિ પડે.

અમલદાર વિચારમાં પડયો. જવા દે ને પાછો ન આવે તો એનો પોતાનો જાન જાય. ન જવા દે તો નાહક કોઈ નિર્દોષ (પેલાનો દોસ્ત) હેરાન થાય છે. શું કરવું?

પેલો કહેઃ આપ મને ઓળખો છો. છેક બચપણથી પિછાનો છો. મારી રીતભાત જાણો છો. હું સાચ્ચો છું. સચ્ચાઈથી જીવ્યો છું. સચ્ચાઈથી જ મરીશ. મને જવા દો. આપની આબરૂને બટ્ટો લાગવા નહિ દઉં.

અમલદાર એને ઓળખતો હતો. તેને ભરોસો પડયો. એને જવા દીધો. પોતે બીજા ત્રણની સાથે જ કૂચ કરી. અમુક દિવસે પેલાએ કિલ્લે જ આવી પહોંચવું અથવા તે પહેલાં અધવચ મળવું એવું નક્કી કર્યું.

પેલો ગયો. ગ્લાસગોમાં દોસ્તને મળ્યો. કરવી હતી તે વાત કરી, ને પાછો ફર્યો. પણ એણે રસ્તો જુદો લીધો. વાંકાચુંકા ને લાંબો રસ્તો પકડયો. એને લાગ્યું કે સીધે રસ્તે જાઉં તો કોઇ જોશે ને નાસી ગયેલા તરીકે પકડી લેશે. મારે નાસવું છે નહિ. નાહક શીદ ઉપાધિ કરૂં? તેને બદલે આડે રસ્તે જાઉં. ઝડપભેર જાઉં તો પહોંચી જવાશે.

એમ વિચારી એ રીતે તે ઉપડયો.

બીજી બાજુ કિલ્લો પાસે ને પાસે આવતો જાય. અમલદારને ફીકર થાય. ન આવ્યો, ન આવ્યો. ચાલ ધીમી કરી, ખૂબ ધીમી કરી. તોયે કોઈ દેખાય નહિ. આખરે કિલ્લો આવ્યો. અમલદારને થયું: આપણી જીંદગી ખલાસ. બટ્ટો લાગવાનો. જીવતર ધૂળ. પેલાએ બોળી માર્યો. ભરોસો ખોટો મૂક્યો!

એમ કરી એ કિલ્લામાં પેઠો. એનું હૈયું ધડધડ થાય. મ્હોં ફીકુંફચ પડી ગયું. હવે શું થશે?

પોતાના વડા પાસે પહોંચ્યો. તેને પેલા કેદી સિપાઇઓની સોંપણ કરવાની હતી. સોંપણ કરવા માંડી. પહેલો સોંપ્યો. બીજો સોંપ્યો. ત્રીજો સોંપ્યો. ચોથાનું શું? ચોથા માટે—એમ એ બોલવા જાય છે, ત્યાં તો ધમધમ પગલાં પડયાં, ને પેલો સિપાઈ ત્યાં આવી પડયો! એણે પોતાનું વચન પાળ્યું. મોતથી એ ડરતો નહોતો. જીંદગીના કરતાં વચન એને મન વધારે કીમતી હતું!

પેલા અમલદારના હરખનું તો પૂછવું જ શું?

પછી તો અદાલત ચાલી. ચારેને મોતની સજા થઈ. પાછળથી ઠર્યું કે એક ચિઠ્ઠી ઉપાડવી. જેનું નામ નીકળે તે મરે. બાકીના છૂટી જાય. ચિઠ્ઠી નંખાઈ. એકનું નામ નીકળ્યું. તેને ફાંસી થઇ. ત્રણ છૂટી ગયા.

છૂટ્યા, તેમાં પેલો ટેઠીલો, એકવચની સાચો સિપાઇ પણ હતો !



## ૪: સામી છાતીએ

ઈટાલિ કરીને દેશ છે. ત્યાં ગેરીબાલ્ડી નામનો એક મોટો સરદાર થઈ ગયો. એ સરદારે ઘણી બહાદુરી કરેલી. એની વાતો ઘણી છે. તમે મોટા થાઓ ત્યારે વાંચજો.

ઈટાલિ પાસે સિસિલિ નામે ટાપુ છે ગેરીબાલ્ડી એક વાર ત્યાં હતો. નવા નવા સિપાઇઓ એના લશ્કરમાં જોડાવા આવ્યા જ કરે. તે કામ માટે એક પંચ નીમેલું. જેને સિપાઇ થવું હોય તે એ પંચ પાસે જાય. પંચ તેને તપાસે, સવાલ પૂછે, એની હુશિયારી જુએ ને પછી લાયક હોય તો તેને સિપાઈ તરીકે લશ્કરમાં લેવાનો હુકમ કરે.

એક દહાડો એક ભાઈ આવ્યા. જોવા જેવા હતા ! સાવ ઠીંગુજી ! જોઈને હસવું જ આવે. ભાઈ તો પંચ પાસે આવીને કહેઃ મને સિપાઇ બનાવો.

પણ પંથવાળા કહે, ઊંહૂં ! ઊંહૂં ! તને તે વળી સિપાઈ બનાવાય ? તું તો સાવ ઠીંગુજી ! તું તે શું લઢવાનો હતો ? વેંતિયા તે વળી લઢતા હશે ?

પણ વેંતિયાભાઈ એમ જાય એવા નહોતા. તે ભાઈ તો ગયા ઠેઠ સરદાર પાસે. ગેરીબાલ્ડી કને જઈને સલામ કરી. કહ્યું: મને સિપાઈ બનાવો.

પણ સરદાર કહે: તું શું લઢવાનો ?

સરદારે તો ચોકખી ના પાડી.

પછી તો લઢાઈ થઈ. દેશના દુશ્મનની સાથે લઢાઈ ચાલતી હતી. દેશ તરફથી ગેરીબાલ્ડી હતો. પેલા વેંતિયાભાઈનેય દેશ તરફથી લઢવું હતું. હોંશ બહુ હતી. પણ સરદારે ના પાડી એટલે મુંઝાયા.

પણ વેંતિયાને તો થયું હતું કે મારે લઢવું તો ખરું જ. ભાઈ તો વગર રજાએ લશ્કરમાં પેંસી ગયા ને લઢાઈમાં લઢ્યા. લઢતાં લઢતાં ખભે મોટો ઘા થયો. એટલામાં એ લઢાઈ પૂરી થઈ.

એટલે મલકાતા મલકાતા ભાઈ ગયા ગેરીબાલ્ડી કને. તેને કહ્યું: જુઓ સાહેબ ! તમે ના કહી, તેમાં શું ? જુઓ, હું કેવો લઢ્યો ! મને ઘા પણ મોટો થયો છે !

ગેરીબાલ્ડીએ ભાઈને ઓળખી તો કાઢ્યા. પણ કહ્યું: ક્યાં છે અલ્યા, તને ઘા ક્યાં થયો છે ?

પેલાએ ખભો બતાવ્યોઃ જુઓ આ રહ્યો. આ ખભા પર !

હં ! એ તો ખભા પર ! સમજી ગયો. તું તે શું લઢવાનો હતો ? લઢે તેને તો છાતીએ ઘા હોય ! આ તો નાસી જતો હશે, એટલે કોઈએ પાછળથી લગાવી પાડયો. જા, જા ! વેંતિયાથી તે લઢાતું હશે !

બિચારા વેંતિયાભાઈ ! મનમાં મુંઝાતા ત્યાંથી ચાલી નીકળ્યા ! આ મહેણાં તેને તલ્વાર જેવા ભોંકાયા !

પણ પછી તો બીજી લઢાઈ થઈ. એ પૂરી થઈ ન થઈ ત્યાં તો વેંતિયાભાઈ ગેરીબાલ્ડી પાસે આવ્યા જ છે ને !

જુઓ સરદાર ! જુઓ સરદાર ! હું કેવો લઢયો ! જુઓ, આ વેળા તો મારી છાતી પર ઘા છે !

વેંતિયાએ એમ કહી છાતી પરનો ઘા બતાવ્યો. તેમાંથી લોહી ભગભગ વહેતું હતું ! ઘા બતાવતાં બતાવતાં જ એ બેભાન થઈને પડયો.

પડયો તે પડયો. પછી ઉઠ્યોજ નહિ.

વેંતિયાને દેશની કેટલીય લાગણી હતી ! ગેરીબાલ્ડી સરદારને પણ પછી પસ્તાવો થયો કે આવા માણસને મેં કેમ કડવાં વચન કહ્યાં !

દેશને ખાતર મરનારા મરીનેજ બતાવે છે !



## ૫: રાજાનો ડગલો ગીરે મૂકાયો !

રૂશિયામાં સિકંદર નામે રાજા રાજ કરે.

એ રાજાને એકલા એકલા ફરવાની બહુ ટેવ. પગપાળો જ નીકળી પડે. સાદાં કપડાં પહેરે. કોઈ રાજા હશે એમ ધારે ય નહિ. એમ ને એમ એ લાંબે સુધી ફરવા ચાલ્યા ગયા.

એક દહાડો એણે સિપાઈનો વેશ પહેરેલો. ફરતાં ફરતાં દૂર નીકળી ગયો. થાકી ગયો. બહુ થાક લાગ્યો, એટલે ગાડી કરી. તેમાં બેસીને કહ્યું: રાજાને મહેલે હાંક.

ગાડીવાન શું જાણે કે આ ભાઇસાહેબ ખુદ રાજા જ છે ! એણે ધાર્યું કોઈક અમલદાર હશે. લશ્કરી અમલદાર દેખાય છે. જે હોય તે, આપણે શું ? એમ ધારી કહે: જો ભાઇ, રાજાના મહેલ સુધી કંઇ ચોકીયાતો ગાડી જવા ન દે. જ્યાં સુધી જવા દે ત્યાં સુધી હાંકીશ. ઠેઠ દરવાજા સુધી નથી જવાનું.

રાજા કંઈ બોલ્યો નહિ. ગાડી ચાલી. મહેલ પાસે પહોંચી ને થોડે દૂર જ અટકી ગઈ. ગાડીવાન કહે: હવે આગળ નહિ જવાય.

ભલે—કહી રાજા ઉતરી પડયો ને બોલ્યો: જો, હું અંદર જાઉં છું. માણસ મોકલું છું. તે તને તારૂં ભાડું આપી જશે.

ગાડીવાળો કહે: ના, ના ભઈશાબ ! એ નહિ ચાલે. એ રીતે તમારા જેવા અમલદારો છેતરે છે. પછી ભાડું આપતા જ નથી. લશ્કરી અમલદારો ખાસ છેતરે છે. હું કંઈ તમને એમ ન જવા દઉં. પૈસા ન હોય, તો કંઈક મૂકતા જાવ. ભાડું મળશે, કે તુરત તે પાછું આપીશ.

રાજાએ મ્હોં મલકાવ્યું. પોતાનો ડગલો ઉતાર્યો ને ગાડીમાં મૂક્યો: બસ ? હું હમણાં ભાડું મોકલું છું. એમ કહી પોતે ગયો.

એક હજુરિયો ભાડું આપવા આવ્યો. ભાડું કોને આપે ? ગાડી ઘણીક ઉભી હતી. એણે આવી બૂમો પાડી: અલ્યાઓ, તમારામાંનું કોણ રાજાજીને બેસાડી લાવેલું ?

જવાબ કોણ આપે ? રાજાને કયાં પેલા ગાડીવાને ઓળખેલો ?

એટલે પેલો કહે: ડગલો કોની પાસે છે ? બોલો, બોલો, ઝટ બોલો.

તરત પેલો બોલી ઉઠયો: આ રહ્યો ડગલો.

લાવ. લાવ. ઝટ કર. લે આ તારૂં ભાડું. તું રાજાને બેસાડી લાવેલો ?!

કહી ડગલો લઈ ભાડું આપી હજુરિયો દોડયો પાછો મહેલ તરફ.

ઓ બાપ રે ! એ રાજા હતો ત્યારે ! એમ મનમાં વિચારતો ગાડીવાન પણ ગાડી દોડાવી ગયો.

બીજે દહાડે કવાયત હતી. રાજા ઉભો હતો. લશ્કરે કવાયત કરી. કૂચ કરી બતાવી. સરસ કામ હતું. ટુકડીઓ બરાબર હતી. પોશાક રૂપાળા હતા. રાજા રાજી થયો.

ટુકડીઓ ગઇ. ફક્ત મોટા સરદારો રહ્યા. તેઓ રાજાની આસપાસ ફરી વળ્યા.

રાજા કહેઃ ભાઈઓ તમારા કામથી હું રાજી છું. ટુકડીઓ સારી છે. તાલીમ મજાની છે. પણ તમારા અમલદારોને કહેજો કે તેમને લીધે મારે ગઈ કાલે મારો ડગલો જામીનમાં મૂકવો પડયો.

શું ? બધા મોઢું વકાસી રહ્યાઃ આ શી ગાંડી વાત રાજા કરે છે ?

રાજા કહેઃ કાલનીજ વાત. મેં લશ્કરી પોશાક પહેરેલો. હું ગાડીમાં બેઠો. પણ ભાડું આપું નહિ ત્યાં સુધી મને ગાડીવાન જવા ન દે. ડગલો જામીન મૂક્યો, ત્યારેજ જવા દીધો. એ ચોક્ખું કહેતો હતો કે લશ્કરી અમલદારો ભાડું આપ્યા વિના ભાગી જાય છે.

સરદારો—અમલદારોને ઠપકો ભારે લાગ્યો. પોતાની લુચ્ચાઈ રાજા જાણી ગયો. તે બહુ વસમું લાગ્યું.

બહુ શરમાયા.

કહે છે કે તે પછી કોઈ ગાડીવાળાનું ભાડું લશ્કર અમલદાર ડૂબાવે એવું બનતું નહોતું! સૌ રીતસર ભાડું આપી દેતા!



## ૯: સિપાઇની ઘડિયાળ!

જર્મનીમાં ફ્રેડરિક નામનો રાજા રાજ કરે.

એ રાજા ભારે શૂરો હતો. એણે ઘણાં ઘણાં પરાક્રમો કર્યાં છે. તેથી અને મહાન્ ફ્રેડરિક એ નામે સૌ ઓળખે છે.

રાજાઓ હંમેશા અંગરક્ષકો રાખે છે. આ રાજાએ પણ તેવી એક ટુકડી રાખેલી. જ્યાં રાજા ત્યાં આ ટુકડી જાય. કદિ પણ રાજાને વીલો ન મૂકે. એની ફરજ રાજાનું રક્ષણ કરવાની.

આ ટુકડીમાં એક સિપાઈ દાદા હતા. તેનો સ્વભાવ નવાઇ જેવોજ. કામકાજમાં હુશિયાર. બોલવે ચતુર. મરવે પણ તૈયાર.

એને ટેવ એવી કે ઘડિયાળ ન રાખે. પણ ઘડિ-

યાળની સાંકળી રાખે. સાંકળીને બીજે છેડે એક સીસાની ગોળી લટકાવેલી. એવી ગોળી બન્દુકમાંથી ફોડવામાં વપરાય.

કોઇકે આ વાત રાજાને કહી. રાજાને અચંબો લાગ્યો. એને થયું: ઘડિયાળની સાંકળીને વળી બન્દુકની ગોળી શી લગાડવી? એમ એ શા માટે કરતો હશે?

એને બોલાવ્યો. પછી પૂછ્યું: કેમ, શું ચાલે છે?

પેલો કહે; મઝામાં છું, સાહેબ! કંઈ હુકમ?

રાજા કહે; તું દેખાય છે તો બહાદુર! વળી કરકસરિયો પણ છે ના! પગારમાંથી બચાવીને ઘડિયાળ પણ લીધી દેખાય છે ને!

સાહેબ, બહાદુર તો છુંજ. મને પણ એ વાતની ખાતરી છે. બાકી ઘડિયાળ બડિયાળ તો ઠીક છે!

રાજાએ એક હીરાજડિત ઘડિયાળ કાઢી. તેમાં જોઈને કહે: તારી ઘડિયાળમાં કેટલા વાગ્યા છે, કહે જોઉં? મારીમાં તો પાંચ વાગ્યા છે.

પેલાએ ધ્રુજતે હાથે પેલી ગોળી કાઢી ને કહ્યું: મારી ઘડિયાળ પાંચ વાગ્યા કે છ તે નથી કહેતી. તે તો મને એટલુંજ બતાવે છે કે તારા રાજાને ખાતર મરવા તારે હરઘડી તૈયાર રહેવાનું છે.

રાજા કહે; એ.....મ? ત્યારે લે, હું તને આ ઘડિ-

થાળ આપું. એ પરથી તારા રાજાને માટે મસ્તી બેળા તું જોઈ શકશે કે કેટલા વાગ્યા છે !

એમ કહી રાજાએ પોતાની હજારોની કિંમતની ઘડિયાળ એ વફાદાર સિપાઇ બચ્ચાને ભેટ તરીકે આપી દીધી !

ફ્રેડરિક રાજાને બહાદુરીની ખરી કદર હતી.



## ૭: છેતરાશો ના

એક છોકરો ઓટલે બેઠો હતો. શિયાળાનો દહાડો હતો. છોકરો ઓટલે બેસી રમ્યા કરે.

એવામાં એક પડોશી ત્યાં આવ્યો. તેને ખાંધે એક કુહાડી હતી.

પેલો પડોશી કહેઃ અલ્યા ભાઈ ! તારે ત્યાં હાથો ઘસવાનું ચક્કર છે કે ?

છોકરો કહેઃ હા, છેસ્તો.

તે મારો આ કુહાડીનો હાથો તેના ઉપર ઘસવા દેશે ? કેવો ડાહ્યો છોકરો છે ! ચાલ તો, જોઉં !

ડાહ્યો છોકરો કહ્યો એટલે તો છોકરો હરખાઈ

હરખાઈ ગયો તે કહેઃ ઓહો, એમાં શું ? આવને અંદર. અંદર જ ચક્કર છે.

પેલો કહેઃ ચાલ જઇએ, તું પણ આવને.

બન્ને અંદર ગયા. પછી કુહાડીવાળો કહેઃ દોસ્ત, તું છે તો ચાલાક. હાથો ભીંજવવા જરા પાણી નહિ લાવે ?

છોકરાને તો ચાલાક કહ્યો એટલે રાજી રાજી. તે તો દોડ્યો ને તરત પ્યાલું ભરી પાણી લાવ્યો.

પછી પેલો પૂછેઃ અલ્યા તું કેટલા વરસનો ? તારૂં નામ શું ? તું ખરેખર છે તો હુશિયાર. તને ચક્કર ચલાવતાં આવડે છે ? જોઉં, જરા ચલાવ તો ખરો. હું હાથો ધરી રાખું છું.

ખુશ થઈ થઇને છોકરે તો ચક્કર ફેરવવા માંડ્યું. પણ હાથો તદ્દન કાચો ને ખરબચડો હતો. ચક્કર ફેરવતાં ફેરવતાં એના હાથ દુખ્યા. પણ પેલા ભાઈ તો એમ કહેજ નહિ કે તું બંધ રાખ, હું ફેરવું. તે તો એમજ કહેઃ બસ, હવે થોડુંજ છે. હવે થોડું ફેરવ એટલે થયું. કેવો સરસ છોકરો છે !

એમાં ને એમાં છોકરાનો તો હાથે સૂઝી ગયો ને ઝરેલા પણ ઉઠ્યા. ચક્કર ફેરવવાનું કંઈ સહેલું હતું ?

એમ કરતાં કરતાં નિશાળે જવાનો વખત થયો. ઘંટ વાગ્યો, તોયે પેલો કહેઃ હવે જરાક જ બાકી છે,

થોડીવાર ફેરવ–એટલે બસ!

છોકરો તો ફસાઈ ગયો. તેણે ફેરવવું ચાલુ રાખ્યું.

નિશાળનો ઘંટ વાગ્યા પછી કેટલીકવારે હાથો ઘસાઈ રહ્યો. એટલે પેલો કહેઃ ચાલ, ચાલ હવે ઉઠી જા! નિશાળે જા, નિશાળે! બહાર ભટક્યા શાનો કરે છે? જા, જા, નહિ તો નિશાળે માર પડશે!

કલાક બે કલાક વહિતરું કરાવ્યા પછી પેલાએ એને આવો પરસાદ આપ્યો.

એક તો શિયાળો. બીજું સહવારનો વખત. બે કલાક ચક્કર ફેરવ્યું. હાથે ઝઝેલા પડ્યા. કામ મફતમાં કીધું. ને છેવટે તો પાછાં આવા ખાસડાં જ!

છોકરો તો ડઘાઈ જ ગયો! પણ મનમાં સમજી તરત નિશાળે ભાગ્યો.

એ છોકરો અમેરિકામાં પછી ખૂબ પંકાયો. એનું નામ બેન્જામીન ફ્રેંકલીન. એણે એનાં દેશની ખૂબ સેવા બજાવી. પણ જીંદગી સુધી આ વાત એ ભૂલ્યો નહિ. એ પરથી એને ખરેખરું શીખવાનું મળ્યું. પછી તો કોઈ માણસને વધારે પડતા વખાણ કરતો સાંભળે એટલે કહેઃ કેમ ભાઈ, તમારે હાથો ઘસાવવાનો છે? કોઈ માણસ વધારે નમતો જણાય એટલે કહેઃ એને હાથો ઘસાવવાનો હશે!

બેન્જામીન ફ્રેંકલીનના જેવો અનુભવ ઘણાને થાય છે. ઘણા લુચ્ચા માણસો ફોસલાવીને કામ કાઢી લે છે ને પછી થાપટ મારે છે.



## ૮: એનું નામ સચ્ચાઈ

વાત ખરી છે. પેરીસમાં બનેલી.

બાર વરસનો છોકરો. કોઇને રસોડે નોકરી કરે. પીરસણિયાનું કામ કરે.

એક દહાડો બજારમાં થઈને જાય. માથે ટોપલી. ટોપલીમાં ભરેલાં ઈંડાં ને માખણ. બજારમાંથી ખરીદીને ભાઈ ઘેર તરફ જતા હતા.

પણ રસ્તો ધોરી. વખત સ્હવારનો ને ભીડ ઝાઝી. કોઈની કોણી લાગી ને ટોપલી પડી ભોંય પર. ઈંડાં ફટોફટ ફુટી ગયાં ને માખણમાં કાદવ ને ધૂળ!

બારજ વરસનો છોકરો! આવી આફતથી એ તો ગભરાયો. પોકેપોક મૂકીને રડવા લાગ્યો. એને રડતો ભાળી ત્યાં ટોળું મળ્યું.

કોઈક ભલા માણસે એને રડતો જોયો. દયા આવી.

ગજવામાંથી કાઢીને એણે ચપ દઈને પાવલી આપી. પછી બીજાઓને કહ્યું: તમે કંઈ કંઈ આપો.

સૌને દયા આવી. કોઇએ પૈસો, કોઇએ બે પૈસા, કોઇએ બે આના આમ સૌએ કંઈ કંઈ આપ્યું. થોડીવારમાં તો જાણે મોટો ઢગલો જ થઈ ગયો ને!

એટલે તો પેલા ભાઈનું રડવું ઉડી ગયું. આંસુ લૂછીને ભાઈ ગણવા બેઠા. બધાનો ઉપકાર પણ માન્યો.

ગણી રહ્યા તો માલમ પડયું કે લગભગ બાર રૂપિયા ભેગા થયા છે!

પણ એણે એ બધું નાણું ગજવામાં ન મૂક્યું. એણે તો ગજવામાંથી આંકડો કાઢ્યો. બજારમાં કરેલા ખરચનો એ આંકડો હતો. તે તો માત્ર નવ જ રૂપિયાનો! એટલે ત્રણ રૂપિયા વધે.

બીજો હોય તો ગજવામાં મૂકી રસ્તે પડે. એણે એમ ન કર્યું. ચોમેર નજર કરી. એક ડોશી ઉભી હતી. તેને શરીરે ચીંથરેહાલ લુગડાં હતાં. ડાચાં બેસી ગયેલાં. કોણ જાણે કેટલાય દહાડાની ભૂખી હશે.

છોકરે તો નવ રૂપિયા રાખી બાકીના પૈસા જઇને માજીને આપી દીધા.

જે સૌ આ જોતા હતા, તે બધા રાજી થયા. વાહ, છોકરો ભલો ખરો. આપણે એને મદદ કરી તે

ભલું કર્યું. એની દાનત ખરી છે. આપણા પૈસાનો એણે ખોટો ઉપયોગ ન કર્યો.

સૌ તે છોકરાના વખાણ કરતા ઘેર ગયા.



## ૯: અચરે અચરે રામ !

મહાન ફ્રેડરિકની એક બીજી વાત છે.

એ રાજા પોતાના અંગરક્ષકોને સૌને જ ઓળખે. બધાની તરતપાસ રાખે. કોઈક નવો ઉમેરાયલો જુએ, એટલે તેને પુછે: કેમ અલ્યા, કેટલા વરસનો છે? લશ્કરમાં ક્યારથી છે? પગાર હથિયાર તો બરાબર મળે છે ને? આ ત્રણ સવાલ તો એ ખસૂસ પૂછે જ પૂછે.

બન્યું એવું કે એક જુવાન નવોજ રહ્યો. એ પડોશના ફ્રાન્સ દેશનો. એને આ જર્મની દેશની ભાષા ન આવડે. એટલે એના સાથીઓએ એને ત્રણ જવાબ શીખવી મૂક્યા. રાજા પેલા ત્રણ સવાલ પુછે તો જવાબમાં કહેવા માટેના જર્મન શબ્દ શીખવી મૂક્યા. પહેલા સવાલ માટે ૨૧ વરસ; બીજા માટે છ મહિના; ત્રીજા માટેઃ બંને બરાબર.

એક દહાડો રાજાએ તપાસ લીધી. નવો ચહેરો જોયો. સવાલ પૂછ્યા. પણ કમનસીબે સવાલ ઉલટ પાલટ થયા. પેલા ભાઈ કંઈ સમજે નહિ! એટલે જુઓ ફજેતી!

અલ્યા, તને લશ્કરમાં રહે કેટલો વખત થયો?

(ઉંમર ને બદલે પહેલું આ પૂછ્યું)

પેલો કહેઃ એકવીસ વરસ.

રાજાની અજાયબીનો પાર નાહ. પછી પૂછ્યુંઃ ઉમ્મર કેટલી?

પેલો કહેઃ છ માહિના!

રાજા તો એકદમ ચમક્યો. આ તે શું?

તે કહેઃ અલ્યા, ક્યાં તો તું ગાંડો છે, કે હું ગાંડો છું!

પેલો કહેઃ બંને બરાબર!

રાજા ચિઢાયો યે ખરો ને ચમક્યો યે ખરોઃ મને મારે મોંઢે ગાંડો કહેનાર તો આ પહેલોજ માણસ મળ્યો દેખું! અલ્યા, તું શું કહેવા માંગે છે!

રાજાનો ગુસ્સો જોઇને પેલો ગભરાઈ ગયો ને પોતાનીજ ભાષામાં બોલી પડ્યો: કોણ જાણે સાહેબ, મને જર્મન ભાષા નથી આવડતી.

પણ રાજાને તો તેની ભાષા આવડતી હતી. તે ખડખડ હસી પડયો ને બોલ્યોઃ એમ બાબત છે? જા, જા. ઝટ શીખી લેજે. તું છે તો બહાદુર બચ્ચો!

જા, તને બધું માફ છે.

એમ કહી રાજા હસતો હસતો ચાલ્યો ગયો!

પોપટીયા શીખેલું શા કામનું?



## ૧૦: જીવ બચાવ્યો

લંડનમાં એક જબરજસ્ત દહેરૂં છે. એનું નામ સેંટ પાલનું દહેરૂં.

એકવાર એ દહેરામાં ચિત્રકામ ચાલે. પાલખ બાંધેલી. તે પર બેસી ચીતારો કામ કરે.

એ ચીતારો પણ જેવો તેવો નહિ. ભારે હુશિયાર હતો. દેશમાં એના જેવા ચીતારા કોઈ બીજા હશે પણ નહિ. રાજદરબારમાં એનો મોભ્ભો પણ મોટો.

ચીતરતાં ચીતરતાં એને થયું કે, આ હું ચીતરૂં છું તે દૂરથી કેવુંક લાગતું હશે? લાવને, જરા જોઇએ તો ખરા.

ભાઈ તો ઉઠ્યા ને પાછલે પગે ચાલતા ચાલતા ગયા—તે ઠેઠ પાલખને નાકે.

ઠેઠ નાકેજ આવી રહ્યા. એક સહેજ ખસે તો

ઠેઠ નીચે, પત્થરની જમીન પર. હાડકાંના ભૂકે ભૂકા ! જીવવાની તો વાત જ શી ?

એ ભાઇને તો ભાન નહિ. ધારી ધારીને જુએ છે ને મનમાં મલકાય.

દૂરથી નોકરે જોયું. તે એ જ પાલખ પર કામ કરે. એની મદદમાં.

નોકરે જોયું કે સહેજ પાછળ ચસ્યા તો મોતના સોદા છે. એકે હાડકું આખું નથી રહેવાનું !

નોકરે તો ડોલ ભરીને રંગ લીધો ને ભપ્પ દઇને પેલી છબી પર છાંટીજ દીધો. હાં હાં હાં હાં ! શું કરે છે ? કરતા ચીતારાભાઈ તુરત તે તરફ દોડી આવ્યા ! આ શું ? આ શું ? મારી કેટલી મહેનત રદ બાતલ !

એને તો જબરો ગુસ્સો આવ્યો.

પણ પછી નોકર કહેઃ સાહેબ, તમે તો મરતા બચ્યા છો મરતા ! હું તમને કહેવા જાત તો તમે ચમકીને પાછળજ ડગલું ભરત ને પડી જાત. આ તો તમારી છબી બગડી તો તમે આગળ દોડી આવ્યા. નહિ તો તમે ચમકત ને ગબડી જાત. તમે એવા અદ્ધરતાલ ઉભા હતા !

ચીતારે કાન આમળ્યા. વાત ખરી તો ખરી !

નોકર કહેઃ સાહેબ, જીવતા છો તો હવે જોઇએ

એટલું ચીતર્યાજ કરજો ને !

એ ચીતારાનું નામ સર જેમ્સ થોર્નહીલ. બહુ મોટો ચીતારો થઈ ગયો. એની જીંદગી એના નોકરે આમ બચાવી. સર જેમ્સે નોકરના ખૂબ વખાણ કર્યાં, ને જીંદગી બચાવવા માટે ઈનામ આપ્યું.



## ૧૧: બુદ્ધિ કોના બાપની છે?

એક વહાણ દરિયે સફર કરે. વહાણમાં માલ પુષ્કળ. માલ એટલે મોટે ભાગે તો માખણજ હતું.

હોલાંડ દેશમાં તે વેળા માખણની અછત થઈ પડેલી. લોકોને માખણનો શોખ ઘણો. મળે તો સારી કિંમત આપે. પણ મળતું નહોતું. પેલું વહાણ તેથી માખણ લઈ ત્યાં જતું હતું. વહાણના કપતાનને સારા નફાની આશા હતી. વહાણ આયરલાંડથી ઉપડેલું.

વચ્ચે વાઈટ નામનો ટાપુ આવ્યો. વહાણે અહિં લંગર નાંખ્યું. બીજા પણ ઘણાં વહાણ ત્યાં પડેલાં હતાં.

ક્યારનાય પડેલાં. કોઈ આગળ જતું નહોતું. જવાની હિંમત નહોતી, કેમકે વચ્ચે દરિયાઈ લુંટારા

ઉરફે ચાંચીયાઓનો બહુ ભો હતો.

આ કપતાનને પણ બધાએ ડર બતાવ્યો કે આગળ જઈશ માં. જશે તો લુંટાઇ જશે.

કપતાન પહેલાં તો ગભરાયો. પણ પછી મનમાં હિંમત આણી કહેઃ અરે જઇશું જઈશું ! આગે સબ દેખા જાયગા. કપતાન વલંદો હતો. હોલાંડના લોકોને વલંદા કહે. તેઓ હિમ્મતબાજ હોય છે.

કપતાને તો લંગર છોડ્યાં ને ઝોકાવી દીધું. વંહાણ ચાલ્યું.

પણ થોડે દૂર ગયા ત્યાં તો એ........બાપલિયા........ ચાંચીયાનું વહાણ આવતું જણાયું. ધડાધડ ચાલ્યું આવે.

ખલાસી તો બધા ગભરાયા. હવે શું કરીશું ?

પણ કપતાન શૂરો હતો ને ! શૂરો યે હતો ને શાણોયે હતો. શાણો હતો ને ચાલાક હતો.

એણે તો કહ્યુંઃ ગભરાવ માં, ગભરાવ માં. હું કહું તે કરો.

ખલાસીઓ તૈયાર થયા. કપતાને કહ્યુંઃ તમારા બૂટ મોજાં કાઢી નાંખો. માખણના ચાર પાંચ પીપ ફોડો ને વહાણની ધાર પર, તુતક પર, બાજુના પાસામાં બધે માખણ ચોપડી દો.

ધડાધડ માણસો મંડી પડયા. બધે માખણ ચોપડી

દીધું. વહાણનો આગલો ભાગ બધો ચીકણો ચીકણો થઈ ગયો. અરે ચોપડનારા ય લપસી લપસી જતા'તાને!

એટલામાં તો પેલું વહાણ લગભગ પાસે આવી લાગ્યું. તેના કપતાને બૂમ પાડી ને કહ્યું: એઈ કોણ છો? બધો માલ સોંપી દો.

આપણા કપતાને ડોળ સારો કીધો. પોતે જાણે થરથર ધ્રુજે. બે હાથ જોડી કહે: લઈ જાઓ ભાઈસાહેબ! જે હોય તે તમારૂં!

એટલે તો પેલા વહાણવાળા ખુશ ખુશ! વગર મહેનતેજ બેડો પાર! પછી જોઇએ શું?

નાના હોડકામાં બેસી દશ બાર જણા આપણા વહાણ પાસે આવ્યા. પાટીયું મૂકી ચઢવા લાગ્યા. પાંચ છ ચઢ્યા. ત્યાં તો એ ઈ લપસી લપસીને પડયા એક બીજાની ઉપર. પહેલો બીજાના ડીલ પર ને બંને ત્રીજાના ડીલ પર ને પછી તો બધાજ નીચે પાણીમાં ડબક ડોઈયાં!

એ તો અભણ ચાંચીયા! બીધા કે ઓ બાપ રે, આ વહાણમાં તો ભૂત છે ભૂત! કંઈ જાદુ છે કે મંતર છે!

જેમ તેમ બેઠા હોડકામાં ને પાછા નાઠા. લુંટવાની વાત જ સમૂળી ભૂલી ગયા.

આપણા કપતાન સાહેબ પછી તો સીધા દેશ પહોંચ્યા; ને ખૂબ નફો કર્યો. ચાલાક હોય તે ફાવેજ ને?

## ૧૨: રાજાની ચાલાકી

એક વાર જર્મનીમાં રૂડોલ્ફ રાજા રાજ કરે. રાજા બહુ ભલો ને ન્યાયી. ચતુર પણ તેવોજ. તદબીર લડાવવામાં એક્કો.

એક દહાડો એ ગયો નૂરેમ્બર્ગ. નૂરેમ્બર્ગ મોટું શહેર છે. ત્યાં ઘાડયાળો સારાં બને છે.

રાજા મુકામે બેઠેલો. એક વેપારી મળવા આવ્યો. તે કહેઃ રાજાજી, મારી એક ફરિયાદ છે.

રાજા કહેઃ બોલો, સાંભળું છું.

પેલો કહેઃ અહિં એક ધર્મશાળા છે. જાણીતી છે. તેનો માલિક આગેવાન શહેરી છે. એને મેં એક કોથળી આપેલી. તેમાં પુષ્કળ નાણાં હતાં. હવે એ કોથળી પાછી નથી આપતો. કહે છે મને મળીજ નથી, તું જૂઠો છે. મને મારી કોથળી અપાવો, જનાબ.

કોથળી કેવી છે?

પેલા વેપારીએ કોથળીની નિશાની આપી.

રાજા પૂછેઃ વારુ, સાક્ષી કોઈ છે કે?

ના સાહેબ, તેજ વાંધો છે ને. કોઈ સાક્ષી નથી, કંઈ પુરાવો નથી. હું સાચું બોલું છું, એજ મારો પુરાવો. આમ કોઈ રીતે નિકાલ કાઢી આપો તો મોટી કૃપા.

રાજા વિચારમાં પડયો. થોડી વારે કહેઃ ઠીક, જાઓ.

થઇ રહેશે. જોડેના ઓરડામાં બેસો.

પછી રાજાએ હજુરિયાને બોલાવ્યોઃ પેલા ધર્મ-શાળાવાળાને બોલાવી મંગાવો.

હજુરિયો કહેઃ અરે, તે તો જાતેજ આવેલો છે. અહિંના શહેરીઓ આવ્યા છે. આપને સલામ ભરવા આવ્યા છે. તે સૌનો એ આગેવાન છે. નીચે ઉભા છે. ઉપર મોકલું ?

રાજા કહેઃ એ તો સૌથી સારૂં. મોકલી આપોને.

એટલે સૌ આવ્યા. આગેવાન પેલો વીશીવાળો. સૌએ સલામ કરી. વીશીવાળે લળી લળીને નમન કર્યું. રાજાસાહેબનાં વખાણ કર્યાંઃ આપ નામવર કૃપાળુ છો, ન્યાયી છો, અદલ ઈન્સાફી છો. આપના રાજમાં અમે સુખી છીએ. આપ આ શહેરમાં આવ્યા તેથી અમને માન મળ્યું છે. આપ લાંબું જીવો.

વગેરે વગેરે લાંબી લાંબી વાતો કરી.

રાજા જાણે એ બધું સાંભળી ખૂશ થયો. પછી કહેઃ ભલે, તમારા ગામમાં આવ્યાથી હું રાજી થયો છું. તમે મને માન આપ્યું છે તે માટે આભારી છું. આપનો આભાર કઈ રીતે માનું ? આપના આગેવાનને હું મારી ટોપી ભેટ આપું છું.

પેલા વીશીવાળાના હરખનો તો પારજ શાનો રહે ?

તેણે તુરત હાથ ધર્યો. રાજાએ પોતાની ટોપી આપી. તેણે લઈ લીધી. એટલે રાજા હસતાં હસતાં કહે: પણ જો જો હં! તમારી ટોપી મને આપવી પડશે. તે અહિં આપતા જાઓ.

પેલો કહે: હું ગરીબની ટોપી આપને શા ખપની?

ના, ના રહેવા દોને! યાદગીરી તરીકે રહેશે. નૂરેમ્બર્ગની ભેટ!

રાજા માંગે. ના કેમ કહેવાય? વીશીવાળે પોતાની ટોપી તુરત રાજાને ધરી. રાજાએ ઉઠાવી માથે મૂકી.

પછી કહે: આપ સૌ પેલા જોડેના ઓરડામાં બેસો. હું મારું થોડું કામ ઉકેલી લઉં. પછી બીજી વાતો કરીશું.

એમ કહી એ સૌને પેલો વેપારી બેઠો હતો, તેનાથી જુદેજ ઓરડે મોકલ્યા.

તેઓ ત્યાં જતાં રાજાએ એક નોકરને બોલાવ્યો. તેને પેલા વીશીવાળાની ટોપી આપી અને વીશીવાળાને ઘેર મોકલ્યો. પેલા નોકરે, રાજાના ફરમાન પ્રમાણે ત્યાં જઇને, વીશીવાળાની વહુ પાસે કોથળી માંગી. કોથળીની બરાબર નિશાની આપી. કહ્યું કે: વીશીવાળા શેઠને ખાસ જરૂર પડી છે. ચાલે તેમ નથી. એ કોથળી આપો. નિશા-નીમાં એમણે પોતાની ટોપી તમને બતાવવા મને આપી છે.

વીશીવાળાની વહુને કોથળીની ખબર હતી. નિશાની બરાબર હતી. કોથળી પણ કહ્યા મુજબ હતી. ટોપી જેવી નિશાની, પછી શંકા શાની? તેણે ત્રિજોરીમાંથી પેલી કોથળી કાઢી આપી.

નોકર તો તુરત કોથળી લઈ રાજા પાસે જઈ પહોંચ્યો. રાજાએ વેપારીને બોલાવ્યો. કોથળી ઓળખાવી. વેપારીએ કહ્યુંઃ બરાબર, એજ કોથળી. મારી જ છે.

પછી કોથળી સંતાડી રાજાએ વીશીવાળાને બોલાવ્યો. તેને કહ્યુંઃ તમારી સામે ફરિયાદ છે. આ માણસ ઈન્સાફ માંગે છે. બોલો, શો જવાબ દો છો? તમે એની કોથળી પચાવી પડયા છો?

પેલો તો તરત તરડાઇને કહેઃ જૂઠી વાત. તદ્દન ખોટું! એ હરામી છે.

રાજાએ તરત થેલી કાઢીને રજુ કરી. વીશીવાળો વીલો પડી ગયો. છેવટે પોતાનો ગુન્હો કબુલ કર્યો. પેલા વેપારીને થેલી પાછી મળી. વીશીવાળાને ભારે દંડ કરવામાં આવ્યો. આખા દેશમાં આ ખબર ફરી વળ્યા. રાજાની વાહવાહ બધે બોલાઈ. કેવી ચતુરાઈ!



## ૧૩: હાજર જવાબી

ફ્રાંસ દેશમાં અસલ નોરમંડી નામનો જીલ્લો હતો. એ જીલ્લામાં રોબર્ટ કરીને ઠાકોર રાજ કરે.

એ ઠાકોર સાહેબ ભારે ચાલાક ને ભારે ચતુર. બોલવામાં રમુજી. સ્વભાવે ઉદાર ને મળતાવડા. દેશે-દેશમાં એ રીતે એઓ પ્રખ્યાત બનેલા.

ગ્રીસ દેશના બાદશાહને કાને એ વાત ઉડતી ઉડતી પહોંચી. તેને થયું: ઓહોહો! એવો તે એ કેવો હુશિયાર હશે!—જોઇએ તો ખરા.

બાદશાહે તો કાસદ મોકલ્યો. નોતરૂં આપ્યું, કે ઠાકોર સાહેબ, મારે ત્યાં પરોણા થાવ. મોટી મિજબાની રાખી છે. સાથે તમારા અમીર ઉમરાવોને લેતા આવજો. જરૂર આવજો.

ઠાકોર સાહેબ તો મળતાવડા સ્વભાવના. નોતરૂં કબુલ રાખ્યું. નક્કી વખતે બાદશાહના મહેલ આગળ આવી પહોંચ્યા.

બાદશાહે લુચ્ચાઈ કીધી. મિજબાની તો મોટી રાખી. નોંતરાં ઘણાંને દીધેલાં. પણ તે સૌને વહેલા બોલાવ્યા. ઠાકોર આવે તે પહેલાં તો જાણે ઘર ભરાઈ ગયું. પંગત બેસી ગઈ. ભાણાં મંડાઇ ગયાં. સૌ બેસી ગયા. પણ એકે ખુરશી ખાલી ન રાખી. બધી ખુરશીઓ

ખલાસ. ઠાકોરને સારૂ પણ એક ખાલી ન મળે. અમીરો સારૂ તો હોય જ શાની? બાદશાહ તો કસોટી કરતો'તો ને!

વળી બાદશાહે તો બધાને કહેલું: ઠાકોર આવે તો આવવા દેજો. કોઇ ઉભા ન થશો. કોઈ સલામ ન કરશો. કોઈ જગા ન આપશો. જાણે જાણતા જ નથી, એમ કરજો. એની સામુંજ ન જોવું ને!

આવી બાદશાહે લુચ્ચાઇ કરી.

એટલે તો ઠાકોર સાહેબ આવી લાગ્યા. મહેલમાં પેંઠા. બધા બેઠા હતા ત્યાં આવ્યા. પણ સામે જુએ કોણ? એક ખુરશી યે ખાલી ન મળે!

ઠાકોરે જોયું કે આ તાલ ખરો. આ તો કોઈ માન આપતું નથી. ખુરશી આપતું નથી. ભલે, દેખા જાયગા.

એ ભાઈ તો સીધા નાકે ગયા. ત્યાં જગા ખાલી હતી. પોતાનો કીમતી, હજારો રૂપિયાનો ડગલો કાઢ્યો. ઘડી વાળીને જમીન પર નાંખ્યો. તેના પર બેસી ગયા.

એના અમીરોએ વિચાર્યું કે જે રાહ રાજાનો, તે રાહ આપણો! તેમણે પણ પોતપોતાના ડગલા કાઢ્યા, ને તેના ઉપર બેસી ગયા!

બધા તો ગૂપચૂપ જોયાજ કરે છે. કોઇ ન બોલે કે ન ચાલે.

પીરસણું નીકળ્યું. બધે પીરસાયું. ઠાકોર ને એના

ઉમરાવો જમીન પર જ બેઠા બેઠા જમ્યા ! એ લોકો તો ટેબલ પર બેસીને જમનારા ! પણ તોફાનનો તાલ જોઇ વખત વિચારી જમીન પર જ જમી નાંખ્યું !

જમણ ખલાસ થયું. સૌએ હાથ ધોયા. ઠાકોર ઉઠયો. સૌને રામ રામ કર્યાં. સલામ કરી, ને કહેઃ અમે જઈશું.

એના અમીરોએ પણ તેમ કર્યું.

અને બધા ય ખમીસભેરજ બહાર નીકળ્યા. ડગલા રહેવા દીધા, જ્યાંના ત્યાં ! એ ડગલા કંઈ સાદા નહોતા. એ તો હજારો રૂપિયાના, કીમતી હતા ! તેને જમીન પર નાંખી સૌ ચાલી નીકળ્યા.

બાદશાહ તો આ જોઇ સડકજ થઈ ગયો ! તેણે તુરત પોતાના એક હજુરિયાને દોડાવ્યો ને કહેવડાવ્યુંઃ અરે, અરે ! તમે તમારા ડગલા તો પહેરતા જાવ !

ઠાકોર કહેઃ જા, જા ! તારા રાજાને કહે કે અમે, નોરમંડીના લોકો, જમવા જઇએ ત્યાંથી બેસણું ચોરી જતા નથી ! બેસવાના પાટલા તે વળી સાથે લઈ જવાય ?

બાદશાહે આ સાંભળ્યું. એ શરમાઇ ગયો. પોતાની તોછડાઈ માટે એને પસ્તાવો થયો. ને ઠાકોરે પોતાના વિવેકી વર્તન વડે જે મહેણું માર્યું તે એને બહુ આકરું છતાં ખરેખરું લાગ્યું. ઠાકોરને પાછા તેડાવી એણે તેને ખૂબ માન આપ્યું.

હાજર જવાબી અને સમયસૂચકતા હોય તો માણસ દુનિયામાં ધાર્યું કામ કરી શકે છે.



## ૧૪: સરસ ચાલાકી

જીનીવા એટલે ઘડીયાળનું શહેર. ત્યાં કંઇ ઘડિયાળ તો ઘડિયાળ બને ! બીજે બને છે, પણ ત્યાં જેટલાં નહિ. ને ત્યાં ઘડિયાળ તો કેટલાંય વરસોથી બન્યાં જ કરે છે.

કહે છે કે પહેલાં યુરોપ જેવા મોટા ખંડમાં અડધો અડધ ઘડિયાળ તો જીનીવા શહેરનાજ વપરાય. વધારામાં વળી જડાવ ઘરેણાં માટે પણ એ શહેર નામીચું છે. જડાવ ઘરેણાં પણ ત્યાંથી દેશપરદેશ ઘણાં જાય છે.

જીનીવાનું આ ઝવેરાત અને ઘરેણાં પેરીસમાં બહુ ખપે. પેરીસ તો શોખીનોનું શહેર. પેરીસ તો રસિયાનું શહેર. પેરીસ તો પૈસાવાળું શહેર. એ તો જીનીવાથી માલ મંગાવ્યાજ કરે.

તે વેળા—ઘણા વરસ પર—જીનીવામાં બોએત નામનો ઝવેરી વસે. એનું ઝવેરાત બહુ વખણાય. એની

કારીગરીનો જોટો નહિ. જે માંગે તે બોએતનું ઝવેરાતજ માંગે. તેમાંય પેરીસમાં તો સૌ એની બનાવટનાંજ શોખીન.

પણ જીનીવા તો સ્વીટ્ઝરલાંડનું શહેર. ત્યાંથી માલ ફ્રાંસ દેશમાં આવે તેના પર જકાત ભારે નાંખેલી. દેશની સરહદ પર થાણાં બેસાડેલાં. જકાત ભરે પછીજ માલને ફ્રાંસમાં જવા દે. ત્યાં સુધી નહિ. એ રીતે તો માલ પેરીસમાં મોંઘો વેચાય. મોંઘો વેચાય એટલે ખપે ઓછો. એ તો જીનીવાના ઝવેરીઓને માથે મોટી આફત.

પણ આ બોએત ઝવેરી તો મહા પાકો. એ બંદો તો કંઈ જકાત બકાત ભરે નહિ. ચોરી છૂપીથી માલ ફ્રાંસ દેશમાં ઘુસાડી દે. એ રીતે ઘરાકને સસ્તો પડે. ફક્ત આ રીતે માલ મોકલવા માટે તે રૂપિયે ત્રણ પૈસા વધુ લે. એક રૂપિયાનો માલ મંગાવે, તો રૂપિયોને ત્રણ પૈસા જીનીવામાં આપી દેવાના એટલે તે ઝવેરાત તમારે ઘેર જકાત બકાત લાગ્યા વિના ચાલ્યુંજ આવે.

આમ ઘણાં વરસ ચાલ્યું. અમલદારોને એ વાતની ખબર પણ ખરી. તેઓ ખટપટ ખૂબ કરે, પણ કેમે કરી ચોરી પકડાયજ નહિને! રાજને આમ ઘણું નુકસાન થાય. જકાત વગર માલ આવ્યાજ કરે એટલે એટલી આવક ઓછીજ થાયને!

બહુ બહુ અમલદારોએ ખટપટ કરી, ચોકી રાખી,

પણ કેવી રીતે માલ દેશમાં જાય તે ખબર ન પડે.

પછી એક વાર ખાતાનો વડો અમલદાર બદલાયો. એ અમલદાર બહુ હોંસિલો ને ખંતીલો હતો. તેણે નક્કી કર્યું કે કોઈ પણ રીતે ચોરી પકડું તો જ જંપું. તે શિવાય નહિ. આ લુચ્ચાઇનો વેપાર મારે બંધ કરવો જ છે.

પછી તે ભાઇએ એક યુક્તિ શોધી કાઢી. જાતે ને પોતે જીનીવા પધાર્યા ને બોએતને ત્યાં ગયા. ત્યાંથી ૩૦૦૦૦ રૂપિયાનું જડાવ ઘરેણું ખરીદ કીધું. પછી કહેઃ

હવે આ મને પેરીસ પહોંચાડી આપશો કે ? જકાત ન લાગવી જોઇએ.

બોએત કહેઃ ખુશીની સાથે. ફક્ત રૂપિયે ત્રણ પૈસા વધુ લાગશે.

પેલા રાવબહાદુર કહેઃ ભલેને, તેનો વાંધો નથી. તમારા પૈસા થાય તે આપી દઈશ.

બોએત કહેઃ ઠીક, લાવો. લખાવો તમારૂં સરનામું.

પેલા ભાઇએ કહ્યુંઃ લખો ત્યારે. ફલાણા ઢીકણા—જકાત ખાતાના વડા અમલદાર. મુકામ ફલાણો મહોલ્લો, પેરીસ.

બોએતે તો ઠંડે પેટે આ સરનામું લખી લીધું. જરા ગભરાયો જ નહિને ! જકાત ચોરીથી માલ મોકલનારો—ને તે જકાત ખાતાના મોટા અમલદારને, તો

તેમાંય એને વાંધો નહોતો! કેટલી બધી હિમ્મત! એવા તે કેવા એના માથામાં લોખંડના ખીલા હશે?

એની આ ઠંડાઈ જોઇને અમલદારના પેટમાં તો કંઈ કંઈ થાય.

બોએત તો કહે: ભલે સાહેબ, આપ પેરીસમાં પહોંચશો, કે તરતજ આપને આ માલ ત્યાં મળી જશે. ફિકર કશી ન રાખશો.

બોએતે નીચા વળીને સલામ કરી.

અમલદાર તો મનમાં મુંઝાતો ત્યાંથી નીકળ્યો.

પણ પછી મુકામ પર જઇને—એણે તો જેમ બને તેમ જલદી ગાંસડાં પોટલાં બંધાવ્યા ને જરા પણ અચકાયા વિના યાહોમ સફર ચાલુ કરી. રસ્તે જ્યાં પોતાના દેશની સરહદ ચાલુ થાય, ત્યાં થાણા પર ખબર આપી દીધી કે: ચોકી બરાબર રાખજો. મેં માલ ખરીધો છે. દાણ ચોરીથી આવવાનો છે. રખે લાવનારો છટકી જાય. પકડીને ગોંધી રાખજો.જે પકડે તેને ભારે ઈનામ મળશે.

ઈનામની લાલચ ભારે. ત્રણ રાત ને ત્રણ દહાડા તો અમલદારો જાગતાજોધ રહ્યા. કોઇને પણ પૂરી તપાસ વિના જવા જ ન દે ને!

એમ કરતાં કરતાં પેલા વડા રાવબહાદુર તો

પેરીસ પધાર્યા. ને મુકામે ગયા. ગાંસડા પોટલાં મૂકાવી તે ભાઇ કપડાં બદલવા ગયા. મોટા માણસ, એટલે કપડાં ય વારે વારે બદલે તો. ને બદલતાં વાર પણ ઘણી લાગે. જતાં જતાં નોકરને સૂચના આપી કે બધા ગાંસડા પોટલાં છોડી ઠીકઠાક કરી દેજો.

થોડી વારે દિવાનખાનામાં આવ્યા. જુએ છે તો એના લખવાના ટેબલ પર એક નાનકડી પેટી પડેલી. પેટી સરસ હતી, રૂપાળી હતી. મથાળેજ એનું પોતાનું નામ લખી કાગળ ચોંટાડેલો.

આ વળી ક્યાંથી આવ્યું ?—એમ કહી એ ભાઇએ તો એ પેટી લીધી ને ઉઘાડી. જુએ છે તો..........

હા હા હા હા ! એણે ખરીદેલું પેલું જીનીવાનું ઝવેરાત !

ઓ ય બાપલિયા ! એ ક્યાંથી આવ્યું ? કેમ આવ્યું ? આમ કેમ ?

અમલદાર તો ભારે મુંઝવણમાં પડ્યા. તરત નોકરને બોલાવ્યોઃ અલ્યા, આ પેટી ક્યાંથી આવી ?

પેલા કહેઃ કેમ સાહેબ ? એ તો આપના પોટલામાં જ હતી. આવી સરસ હતી એટલે મેં ટેબલ પર ગોઠવી. બીજી મને કંઈ ખબર નથી.

નોકર વિશ્વાસુ હતો. જુનો હતો. એનું કહેલું ખોટું હોયજ નહિ !

પણ ત્યારે આ બન્યું કેમ ? હું તો ચોર પકડવા ગયો ત્યાં તો ચોરે મનેજ થાપટ મારી. એ કેમ બન્યું હશે ? એણે તો ખૂબ તપાસ ચલાવી. આખરે લાંબે વખતે એ ભેદ સમજાયો.

એ ભાઇસાહેબ જીનીવામાં એક મોટી સરસ વીશીમાં ઉતરેલા. એ વીશીનો નોકર પેલા બાઅેતનો મળતિયો. ઝવેરીએ પેટી એને સોંપેલી. તેણે એકાદ પોટલામાં ગૂપચૂપ ઘુસાડી દીધેલી. હવે વડા અમલદારના પોટલાં ! તેને તે વળી કોઈ તપાસવાનું હતું ? એટલે એ પોટલાં જેવાં ને તેવાં ઠેઠ પેરીસ પહોંચ્યાં. ને ત્યાં પેલું ઝવેરાત ટેબલ પર જઈ પડ્યું !

આમ, ચોરને પકડવા જતાં, અમલદાર સાહેબ પોતેજ અજાણ્યે ચોર થઈ બેઠા !

કેવી ચાલાકી ! બાઅેતે કેવી બુદ્ધિ લડાવી !



## ૧૫: કારીગરની કરામત

નદીયા બંગાળામાં આવેલું છે. નદીયા કલકત્તેથી બહુ દૂર નથી. ત્યાં એક વાર કૃષ્ણચન્દ્ર રાજા રાજ કરે. એમા

નામ પરથી જ એ જીલ્લાનું નામ કૃષ્ણનગર પડેલું.

એ રાજા ઘણો સારો હતો. પ્રજાનું રક્ષણ કરે, તેનાં સુખદુઃખ તપાસે. વળી સારા સારા માણસોની કદર કરે. સારો ગવૈયો, ચીતારો, સારો પંડિત, સૌ એને ત્યાં નભે. બધા પર એ પ્રેમ રાખે. તેમનું માન વધારે. કદિ તેમને ખોટું ન લાગવા દે.

કૃષ્ણનગરના કારીગરો માટીકામ સરસ બનાવે. માટીનાં પુતળાં, માટીનાં વાસણ, માટીના રમકડાં એમનાં જ સરસ. એ કુંભારોને રાજ તરફથી સારી મદદ મળે. જાતજાતનાં ઈનામ મળે, માલ પણ ખરીદ થાય. કોઈ કોઈને તો ખેડી ખાવા જમીન પણ મળેલી. એ જમીન પર રાજા વેરો સુદ્ધાં ન લે.

ને એ શિવાય એક બીજી ગોઠવણ હતી. રાજાની વરસગાંઠ બધા રાજમાં ઉજવાય છે. અહિં પણ ઉજવાતી. તે દહાડે બહુ રમત ગમત ને મોજ મઝા ચાલે. દરબાર ભરાય. ત્યાં રાજા બધા કારીગરોને બોલાવે, તેમનું નવું નવું કામ જુએ. ને ઇનામ આપે. જેનું કામ સૌથી સારૂં હોય તેને પહેલું ઈનામ મળે. દરબારમાં રાજા પોતેજ એ ઈનામો વહેંચી આપે.

એવા એક દરબારની જ આ વાત છે.

રાજાની વરસગાંઠ. ધામધૂમનો પાર નહિ. દૂર

દૂરથી માણસો આવેલાં. દરબાર ભર્યો ભરપુર. ગાનતાન ને વાજાં ચાલ્યાં જ કરે. રાજા બેઠા બેઠા જુએ છે.

બધું પૂરું થયું. પછી કારીગરોને ઈનામ આપવાનું શરૂ થયું.

દેશ બધો કારીગરનો; એટલે ઠેરઠેરથી બધા આવેલા. નવી નવી વસ્તુ લાવેલા. કોઇએ માટીનો ફુલતોરો બનાવેલો. કોઇએ માટીના ફળફળાદિ બનાવેલાં. કોઈએ ખીસકોલી, કબૂતર બનાવેલાં. કોઈ પણ વસ્તુ માટીની ન લાગે. જાણે જીવતીજ જોઈ લેવી.

એક જણે ગુલાબનો છોડ બનાવેલો. રાજાને તે બતાવ્યો. પછી કહ્યું: આ છોડ મેં બનાવ્યો છે. એનાં ફુલ, પાંદડા, ડાળી જુઓ. કેવાં સરસ છે. ને ખાસ કહેવાનું એ કે એના ઉપર ભમરા પણ ગુણગુણ કરતા ભમે છે. ભમરા પણ ભૂલાવો ખાઈ જાય છે.

એક જણે એક વાછરડાનું મુડદું બતાવ્યું. તે કહે: આ કામ જુઓ, મહારાજ! કેટલું આબેહૂબ છે! મેં એને મેદાનમાં મૂકેલું. તે પરથી એના પર ગીધ ઉડીને બેઠેલાં. કોઈ પણ ભૂલી જાય એવું છે. મને પહેલું ઈનામ મળવું જોઈએ.

પછી બીજો આવ્યો. તેણે હરણ બનાવેલું. એ હરણ પર વાઘે હૂમલો કરેલો. તે કહે: ગુલાબ ફુલ તો નાની

વસ્તુ છે. ભમરો અમથો પણ ત્યાં ભટકતો હોય. વાછ-રડાને તો ગીધ સમડીએ દૂરથી જોયેલું; માટે ભૂલાવામાં પડેલાં. પણ આ હરણ પર તો પાસે આવીને વાઘે હૂમલો કરેલો. એજ સૌથી સરસ ગણાય. મને જ પહેલું ઈનામ મળવું જોઈએ.

આ ત્રણ જણનો ખાસ દાવો હતો. બીજા નાના નાના કારીગરો આવી ગયા ને નાનાં ઈનામ લઈ ગયા. કોઇને સોનાનો ચાંદ, કોઇને રૂપાનો ચાંદ, કોઇને જસતનો ચાંદ, કોઇને રોકડ રૂપિયા એવું બધું મળ્યું.

પણ પહેલું ઈનામ કોને આપવું? રાજાજી વિમા-સણમાં પડ્યા. એમને બધાં કામ સારાં લાગ્યાં. પહેલું કોણ, બીજું કોણ તે ન સમજાય.

દરબારમાં બધાને પૂછપરછ ચાલી. પણ એક સરખો મત ન પડે. બધા જૂદું જૂદું જ કહે. સમજ પડે જ નહિ.

એટલામાં ખુણે બેઠેલો એક ડોસો આગળ આવ્યો. તે કહેઃ મહારાજ, હુકમ હોય તો હું આ વાતનો તોડ કાઢું.

ડોસાના કપડાંનું ઠેકાણું નહિ. ગાંડા જેવો લાગે. બધાંને થયુંઃ આ કોણ છે? એ વળી શું તોપ ફોડવાનો છે?

પણ રાજાજી એમ અકળાય તેવા નહોતા. કપડાં

પરથી કંઈ તે કોઇને ઉતારી ન પાડે. તેને થયું: લાવોને ભાઈ, એ ય જોઇએ.

પછી હસીને બોલ્યા: ઠીક, તું જ તોડ કાઢ. તારો તોડ બધાને પસંદ પડશે તો તને સો મહોરનું ઈનામ આપીશ.

ડોસો બોલ્યો: જો ખરો ઈન્સાફ કરવાનો હોય તો આજનું પહેલું ઈનામ મને આપો. ગુલાબ છોડને નહિ, વાછ-રડાને ય નહિ ને હરણને ય નહિ! મનેજ એ ઈનામ મળવું જોઇએ.

સાંભળીને બધા અજાયબીમાં ગોથા ખાવા લાગ્યા. આ ડોસલો ગાંડો બાંડો તો નથી? આ કેવો લવારો?

રાજાએ પુછ્યું: ભલા માણસ! એ વાત ક્યાંથી લાવ્યો? તેં કંઈ બતાવ્યું તો છે નહિ.

ડોસો કહે: માફ કરો મહારાજ. મેં તો ઘણું યે બતાવેલું છે.

સભામાં બધા 'ક્યાં છે? ક્યાં છે?' એમ ધીરે ધીરે બોલવા લાગ્યા. ગણગણાટ થઈ રહ્યો.

રાજા બોલ્યા: ક્યાં છે? મેં તો કંઈ નથી જોયું!

ડોસો કહે: મહારાજ, આપે બધું જોયું જ છે. જોયું છે એટલું જ નહિ પણ હાથમાં લઇને જોયું છે. ને છતાં તે માટીનું છે એમ આપને જરાયે લાગ્યું નથી. આજે

દરબારમાં આપે સોના રૂપા જસતના જે ચાંદ વહેંચ્યા છે તે, મહારાજ, મેં બનાવેલા છે. એમાંનો એકેક સોના રૂપા કે જસતનો નથી. બધા માટીના છે! મેં બનાવેલા છે!

આ સાંભળી આખી સભામાં ધમાલ મચી ગઈ. બધા એકમેકનાં મોંઢાં જોવા લાગ્યા. આ શું? એ કેમ બને? જુઠો હશે. ગપ્પું મારે છે. તપાસ કરો. જૂઠો હોય તો જેલમાં પૂરો એમ કંઈ કંઈ વાતો ચાલવા લાગી!

વહેંચાઈ ગયેલા બધા ચાંદ ભેગા કરવામાં આવ્યા. રાજાએ પોતે તે તપાસવા માંડયા. એક ભાંગ્યો—બીજો ભાંગ્યો—હાય, હાય! આ તો ખરેખર બધા જ માટીના છે. આણે તો સૌને ખરા બનાવ્યા!

પણ રાજા એથી નારાજ નહોતા. તે તો ઉલટા રાજી થયા. આવા કારીગર પણ છે એમ જાણી તેને ખૂબ હરખ થયો. પણ પછી બોલ્યાઃ કાકા, આ ચાંદ માટીના તો છે. તમારી બહાદુરી તો ખરી. પણ તે આ લોકોથી ચઢે કેવી રીતે? એ તો સમજાવો.

કાકા કહેઃ એમાં સમજાવવાનું શું, રાજાજી! સહેલી વાત છે. આ ત્રણ જણાનાં કામથી તો પંખી, પશુ ઠગાયા. ભમરો, ગીધ ને વાઘ ઠગાયા. પણ મારી વસ્તુથી તો માણસ ઠગાયા. માણસ જેવું માણસ! રાજાજી, આપ પોતે ઠગાયા! પશુઓમાં સૌથી હોંશિયાર, ચાલાક, માણસ!

ને તેમાં પણ આપના જેવાની પાકી નજર ચૂકી ગઈ ! પછી તે, મહારાજ, બીજી શી સાબીતી જોઇએ ?

રાજાજી અને બધા દરબારીઓ આ સાંભળી સડક થયા. પણ રાજાના હરખનો પાર નહોતો. તેમણે તુરત ડોસાને પહેલું ઈનામ આપ્યું. સો મહોર આપી. ને વધારામાં પોતાના ગળામાંની મોતીની માળા પણ ભેટ દાખલ આપી દીધી !

આખો દરબાર આ ઈન્સાફથી રાજી રાજી થયો. સૌ કોઈ રાજાજીનાં વખાણ કરવા લાગ્યા.

સમાપ્ત

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ | બકુલ | ૦–૬–૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦–૮–૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જયબજરંગ | ૦–૬–૦ |
| ૯ | વાઘોનું વન | ૦–૪–૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ | બરફીપુરી | ૦–૪–૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ | ઠચુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦–૩–૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ | મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ | બાળડાયરી | ૦–૩–૦ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦–૪–૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦--૧–૦ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦--૧- |
| ૨૮ | જાદુઇ જમરૂખ | ૦–૧- |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦–૧- |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦–૬- |

પોસ્ટેજ રૂા. ૧૧. સ્ટેશનવાળા ગ રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | બુલબુલામણિ | ૦, |
| ૨ | સવાકાની આપવીતી | ૦)– |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ | સિપાઈદાદા | ૦)॥ |
| ૫ | મધપૂડો | ૦॥ |
| ૬ | કોલસાકાકા | ૦।– |
| ૭ | સબરસ | ૦) |
| ૮ | કીર્તિસ્તંભ | ૦। |
| ૯ | રિક્કિ ટિક્કિ | ૦। |
| ૧૦ | સારંગીવાળો | ૦)। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.



## મોટા બાળકો-કુમારો માટે

| | |
|---|---|
| બલિદાન | ૦।– |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦॥ |
| ખાંયણાં | ૦।– |

ગાંડીવ